પુત્રી ના શરમાતી મ્હારી પાસે હજુ માંગતાંરે.
બીજું ત્હારા સ્વામીના જીવિત શિવાય,
ત્હારી ઇચ્છા પુરણ કરવા હું ઉભો અહીંરે.
સાવિત્રી—મ્હારા તાત તણું ઘર પુત્ર વિના સુનું દિશેરે.
તેહેને આપો ગુણિયલ સો પુત્રો યમરાય,
તેના વંશ તણી આ વિશ્વ વિશે કીર્તિ વધેરે.
મ્હારાં માત પિતાનાં સંકટ સરવે જાય.
કવિ—એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે.
યમરાજા—ત્હારા તાત તણે ઘર ગુણીયલ સો પુત્રો થશેરે,
થાશે દશે દિશામાં વંશ તણો વિસ્તાર;
ત્હારાં માત પિતાનાં સંકટ સર્વ ટળી જશેરે.
તુજને આપ્યું ત્હારી ઇચ્છાની અનુસાર,
આવી દુર ઘણે પુત્રી જા તું પાછી હવેરે.
સાવિત્રી—મ્હારા સ્વામીની સંગે છું તો કયાં હું દુર છુંરે.
મારૂં મન તો દોડે છે એથી પણ દુર,
સ્વામી સંગે રે'વું એ ભુષણ સતીઓ તણુંરે.
ત્યાગી કાયાને છાયા કયાં જાએ દુર,
સ્વામીના વિરહે સતીઓનું જીવ્યું દોહ્યલુંરે.—
રાખે પૂર્ણ ભરોંસો સજ્જનનો જગના જનોરે,
વિનંતી કરતા સજજનનો રાખી વિશ્વાસ,
શત્રુ—મિત્ર સદા સરખા માને છે સજ્જનોરે.
આવે નહિ સુરજમાં અંધકારનો ભાસ.
સજ્જનની સજ્જનતા કદીયે પલટાતી નથીરે.

યમરાજા—ત્હારાં વચનો શાણી અમૃતથી પણ મીઠડારે,
મુજને તે સાંભળતા આવે પ્રેમ અથાગ,
મ્હારી પાસેથી વરદાનો ત્હારા હિતનારે.
ત્હારા સ્વામીના જીવિત વિણુ બીજું હજી માગ,
ત્હારી ઇચ્છાને આધીન બની ઉભો અહીંરે.
સાવિત્રી—મુજને આપો તો યમરાજા માગું એટલુંરે,
મ્હારા સ્વામીથી સો પુત્રો મુજને થાય ! ! !
મ્હારા કુળનું આ જગમાંહી માન વધે ગણુંરે,
મ્હારી વડિલ જનોના ચરણે પ્રીતિ થાય,
એવું બોલીને સાવિત્રી કરજોડી રહીરે;
યમરાજા—તુજને તેજસ્વી સો પુત્રો ઓ બાળા થશેરે,
ત્હારા કુળનું ઝાઝું વધશે જગમાં માન.
ત્હારી વડીલ જનોના ચરણે પ્રીતી વાધશેરે.
માટે જા પાછી ઘર તું થાશે હેરાન,
એવું બોલીને યમરાજા લાગ્યા ચાલવારે.

* * * *

સાવિત્રી—બોલી સાવિત્રી સુણો યમરાજા વિનતીરે.
આપો ઉત્તર મારા પ્રશ્ન તણો આ વાર,
મોટા માણસના વચનો મિથ્યા જાતાં નથીરે.
બોલ્યું અબોલ્યું મોટા જનનું નવ થાય,
જાયે પ્રાણ પરંતું વચન થકી ફરતા નથીરે.
થાવા સો પુત્રો વરદાન તમે આપ્યું મનેરે.—

તે તો કેમ સત્ય થશે મહારાજ,
બાંધી લઇ જાવા ધારો છો મારા નાથનેરે.
પળશે કેમ કરીને વચન તમારૂં આજ,
**કવી**—એવું બોલીને સાવિત્રી કરજોરી રહીરે.
**યમરાજા**-પુત્રી ધન્ય ત્હને છે નિશ્ચય તાહારોરે,
બાળા ત્હેં મુંજને વચને બાંધ્યો આ વાર,
આજે નિશ્ચયના બળથી ત્હેં વશ મુજને કર્યોરે.
લે આ છોડું છું પુત્રી તારો ભરથાર,
પામ્યો વર્ષ ચારસોનું આયુષ તારો પતીરે.
જગમાં ઘર ઘર નરનારી ગુણ ત્હારા ગાય.
પામી સુખ જગમાં અંતે થાશે સુગતીરે.
**કવી**—એવું કહીને અંતરધ્યાન થયા યમરાય,
વાગ્યાં દેવ દુંદુભી પુષ્પ તણી વૃષ્ટિ થઇરે.
વળતી આવ્યાં આશ્રમમાં સંગાતે દંપતીરે.
સતીના અંતરમાં આનંદ અતિ ઉભરાય,
સહુને વીતકની વાતો વિસ્તારીને કહીરે.
પ્રેમે લાગ્યાં બન્ને વડિલ જનોને પાય,
આપે અંતરની આશિષો સૌ એ નરનારનેરે.
સર્વે વરદાનો યમરાજાનાં સાચાં થયાંરે,
મળિયા વૈભવ સઘળા પામ્યાં સુખ તમામ;
અંતે શ્રી હરિને શરણે વસિને સુખિયાં થયાંરે.

બોલો જય જય કહે છે, મિત્ર બુલાખીરામ,
ગાનાં શિખતાં સરવે સદવર્તનશાળી થજોરે.
(મ. જો. શાહ, ની ચતુર સુંદર સ્ત્રી વિલાસમાંથી)

—:શરદ પુર્ણીમા, અજવાળી રાતની ગરબીઃ—



આસો માસો શરદપુનમની રાતજો,
ચાંદલીઓ ઉગ્યોરે સખી મારા ચોકમાં.
સસરો મારો દેરા સરખો દેવજો;
સાસુડી દેરારે કેરી પુતળી.
જેઠ મારો અષાડીલો મેહજો,
જેઠાણી ઝબુકે વાદળ વીજળી.
દિયર મારો ચાંપલીઆનો છોડજો,
દેરાણી ચાંપલીયા કેરી પાંખડી.
નણદલ માહારી વાડીમાંની વેલજો,
નંણદોઇ તે વાડીમાંહીનો વાંદરો.
પરણ્યો મારો ચતુર સુજાણજો,
તાણીને બાંધે નવરંગ પાઘડી
એ પાઘડીએ દશ દશ આંટાજો,
આંટાને આંટેરે નવરંગ પાઘડી.
ગોરીનો પરણ્યો વહાણે કમાવા જાયજો.... .... .... ....
વાહાણેથી લાવે ખારેક ટોપરાં,.... .... .... ....
ખારેક ખાય તો ખટકે ગોરીની દાઢજો,.... .... .... ....
ટોપરડું ખાય તો ગોરીને કુચા વળે.... ........આસો.

## શ્રી બહુચરાજીનાં મહીના. —:રાગ ગરબી:—

ચઇતરે ચીત ઘણું બાંધું, નમી નમી બહુચર આરાધું;
મન મારૂ ગોખે જઇ લાગ્યું, સેવોને શંખલપુર રાણી.
વઈશાખે, વાવલીઆ વાયા, માજીના ઘંટ તળે આવ્યા;
અંબાજીની મોટી છે માયા.... .... .... .... .... ....સેવોને.
જેઠે, તો જુગતી છે શારી, હરિહર બ્રહ્મ થકી વારી;
ગોખ ઉપર જાઉં બલીહારી.... ... .... .... ....સેવોને.
અષાડે, મેઘ ઘણાં ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદભુત વાજે.... .... .... .... ....સેવોને.
શ્રાવણ, સરવડીયો વરસ્યો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતાં મરશો.... .... .... .... ....સેવોને.
ભાદરવો, ભલીપેરે ગાજે, મા સેવકને સનમુખ તો થાજે;
બુડતાં બાવલડી સાહાજે.... .... ... .... .... ...સેવોને.
આસો, માસે આવી દીવાળી, આવ્યાં છે અંબા ને ભવાની;
ગરબે રમે મોટાં મહાકાળી.... .... .... .... ....સેવોને.
કારતકે કોયલડી બોલે, ના આવે કોઈ માજીને તોલે;
તેજ જોતાં ત્રીભોવન ડોલે.... .... .... .... ....સેવોને.
માગસર, માનસરોવર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે;
સેવકની મા કરજો સાહે.... .... .... .... ....સેવોને.
પોષે, પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી;
કૌરવ સરવે ગયા હારી.... .... .... .... ....સેવોને.
માઘે, તો મને નથી ગમતું. મન મારૂં રહે છે ભમતું;
મન મારૂં માજીમાં રમતું.... .... .... .... ....સેવોને.

ફાગણે, ફેર ફરતી હોળી, પહેર્યાં માએ ચરણુંને ચોળી;
કેસર બહુ છાંટયા છે ઘોળી.... .... .... .... ....સેવોને.
બારે માસ પુરણ કીધાં, દહીતને દંડ ભલા દીધા;
દેવતા સહુ ઉગારી લીધા.... .... .... .... .... ....સેવોને.
આસો સુદ બીજને બુધવારરે, બારે માસ કહ્યા નીરધારરે
વલ્લભની કરજો મા વાહરરે.... .... .... .... ....સેવોને.

—:પંદર તિથિનો ગરૂબો:—

પડવે, પાતળીઆ ગીરધારી, મારે ઘેર આવજોરે લોલ,
બીજે, બાળક બેહું બહાર કે, મેં સમજાવીયુંરે લોલ.
ત્રીજે, ત્રણ ભુવનનો નાથ કે, મોતીડે વધાવીએરે લોલ,
ચોથે, ચંચળ બોલી નાર કે, મથુરાંની વાટમાંરે લોલ.
પાંચમે, પગલાં ભરજો પ્રેમ કે, મારે ઘેર આવજોરે લોલ,
છઠે, છોગાળા ભગવાન કે, ભગતને તારજોરે લોલ.
સાતમે, સાદ કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
આઠમે, અવતરીઆ ભગવાન કે, નીરખું નાથનેરે લોલ.
નોમે, વરત કરે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ,
દશમે, માર્યો મામા કંશ કે, મથુરાંની વાટમાંરે લોલ,
એકાદશી, પરણી લાવ્યા નાર કે, સતભામા ખરીરે લોલ.
બારશે, બહુ બળીઆ ભગવાન કે, દીશોદીશ વાપીઆરે લોલ.
તેરશે, ધન ધુવે એક નાર કે, ગોકુળ ગામનીરે લોલ.
ચઉદશે બનસી, બટને ચોક કે, રાસ રમાડજોરે લોલ.
પુનમે, પંદર તીથી થઇ પુરી કે, ગુણ ગાઇ રહીરે લોલ.

—:કુજોડાની ગરબી:—

કાંચલડી કંકોડીને વાડકીમાં પાણી............................

ન્હાનોવર નવડાવા બેઠી,સમડી લઇ ગઇ તાણી-લાલ કેમ કરીએ.

મારે કરમે કજોડું લાલ કેમ કરીએ...................લા

મારે જુગમાં વગોણું, મારે સઇયરોમાં મેણું............લાલ.

ટોપલીયામાં ઘાલી હું તો, કાકા બળીયા ગઈતી,

કાકેબળીયે પુછયું તારો શો સગો એ લાગે............લાલ.

બાયજીનો બેટો ને નણદીનો વીરો, ન્હાનો છે પણ કંથ-લાલ.

રોટલા ઘડું ત્યારે ચાણકીરે માગે,ધબલઇને ઢીકો મારે હૈડામાં સાલે

પાણીડાં જાઉં તારે છેડે વળગ્યો આવે.... .... ....લાલ.

હાથ પગ દોરડી ને પેટ મોટું ગોળી.... ... .... ....લાલ.

ઉકરડે જઇ કળસે બેશે, સમળી પાડે ઢાળી .... ....લાલ.

(હરીદાસ કૃત)—:પાંડવનો ગરબો:—

ગરૂડ ચઢી આવજો ગીરધારી, લજયા મારી રાખજો મોરારી–ટેક.

ભાવે ગણપતિને ગાઇએ, ગુરૂને ચરણે જઇને નમીએ,

પદ પુજીને પાવન થઇએ.... ... .... ....ગરૂડ ચઢી૦

કુંતા માતા છે શુભ મતિ, સતી સાધ્વી દ્રૌપદી,

મારી વહારે ચઢો જદુપતિ.... ... .... ....ગરૂઢ ચઢી૦

ધર્મ રાજા તે ધર્મનું ધ્યાન, રૂડા અર્જુનના વિશ્રામ,

ભીમ સહિત મહા બળવાન.... .... ....ગરૂડા ચડી૦

જોશી સહદેવને લાવે, તે તો પાંડુના પુત્ર કા'વે,

તેજવંતા તે નિકુળ આવે.... .... .... ....ગરૂડ ચડી૦

હસ્તિનાપુરમાં હોડજ ધારી, માંડયા દ્યુત ને બાજી હારી,
પહેલે-પાસે હસ્તિનાપુર હારી.... .... ....ગરૂડ ચઢી૦
બીજે હાર્યા તે ગર્થ ભંડાર, ધર્મ રાજા કરે વિચાર,
એમ હાર્યા તે વારંમવાર.... .... .... ....ગરૂડ ચઢી૦
ત્રીજે હાર્યા તે ચતુર ચુકાવી, ગયા દ્યુત વિદ્યા થકી હારી,
ચોથે હાર્યા દ્રૌપદી નારી... .... .... ....ગરૂડ ચઢી૦
પાંડવ હાર્યા ને હિંમત મેલી, એમની વાત તે વિશ્વમાં થએલી,
બહુ નામી થજો મારા બેલી.... .... ....ગરૂડ ચઢી૦
એવે બોલ્યો દુર્યોધન અહંકારી, તેડી લાવો પાંડવની નારી,
એમ સભામાં બોલ્યા પોકારી.... .... ....ગરૂડ ચઢી૦
એવે દુશાઃશન, દોડતોરે આવ્યો, સભાને સમાચાર સંભળાવ્યો,
કેશ સાહી દ્રૌપતીને લાવ્યો.... .... ....ગરૂડ ચઢી૦
સુણી બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવનીરે નારી;
એમ સભામાં બોલ્યો હોકારી.... .... ....ગરૂડ ચઢી.
ત્યારે સતીએ દીધોરે શ્રાપ, તને લાગ્યું પૂર્વનુંરે પાપ,
ખોળે બેસશે શોક-સંતાપ.... .... .... ....ગરૂડ ચઢી૦
ખોળે બેશસે ગદા-ભીમ કેરી, તને કાળે લીધો છેરે ઘેરી.
બધું યાદવકુળ કર્યું વેરી.... .... .... ....ગરૂડ ચઢી૦
દુર પંથ છે દ્વારીકા ગામ, સેʼજે સુતા છે સુંદર શ્યામ,
મારી વાʼરે ચઢો ઘનશ્યામ.... .... .... ....ગરૂડ ચઢી૦
હરિએ ગરૂડ કર્યો તૈયાર, ત્યારે બોલ્યા રૂક્ષ્મણી નાર,
તમે કયાંરે પધારો ભર્તાર.... .... .... ....ગરૂડ ચઢી૦

સતીને ભરીરે સભામાં આણી, એના ચીર લેછે દુષ્ટ તાણી,
તેની વા'રે ચઢું છું રાણી.... .... .... ....ગરૂડ ચઢી૦
પ્રભુ ભરીરે સભામાંરે આવ્યા, પંચાળીના પટકુળ લાવ્યા,
કર સાહીને ચીર પહેરાવ્યા.... .... ... ...ગરૂડ ચઢી૦
હરિએ **નવસે નવ્વાણું** ચીર પૂરાં, તેમાં એકે નથી અધુરાં,
ભક્ત કામમાં પ્રભુ છે શૂરા... ... ... ...ગરૂડ ચઢી૦
જે કોઇ પાંડવનું પદ ગાશે, તેને કોટી યજ્ઞ ફળ થાશે,
હરિદાસનું કારજ સરાશે ... ... ... ....ગરૂડ ચઢી૦

## છોકરીઓની રમત.

—••()••—

-:રાગ—ગરબો:-



તમને કઈ વહુ ગોરાં ગમશે લાલ,
અચકો મચકો કારેલી....અચકો.
અમને રૂખી વહુ ગોરાં ગમશે રાજ...અચકો.
એ હીંગણીને શું કરશો રાજ....અચકો.
એ હીંગણી કામણગારી રાજ....અચકો.
એને ઉંચી મેડીએ બેસારશું રાજ .... ....અચકો.
એને ટોપલો ઘરાણું ઘાલશું રાજ .... ....અચકો.

**સીદ્ધરાજ અને જસમા ઓડણની ગરબી—**

ગાજે **પાટણપુરમાં** ગરવી ગુર્જરનો ધણીરે,
સાચો સબળો પેલો સોલંકી **સીદ્ધરાજ**;
જેની કીર્તી વ્યાપી રહી આ જગમાં ઘણીરે.
તેણે લોકો કાજે વાવ કુવા બંધાવીઆરે.
મોટાં માનસરોવર દેવળ ધર્મના વિશાળ,
પોષી સર્વ પ્રજાને શત્રુ સર્વ નમાવીઆરે;
તેણે પાટણ પાસે એક **સરોવર** આદર્યું રે.
ખોદે ખાડા ત્યાં તો માળવી **ઓડણ** અનેક,
નાખે **ઓડણો** મટોડું માથે લઇ ટોપલીરે;
પાળે વડની ડાળે ઝુલે બાળક પારણેરે.
માટી લેતાં **જસમા** ઝુલાવે નીજ બાળ,
વળતાં મુખડું દેખી જાય કુંવરને વારણેરે;
સાદે વેષે ફરતાં **રાજાએ દેખી-તે-પરીરે.**
જાતે રૂપાળી રંગીલી પરમ ચતુર,
પાસે જઇને **રાજા** કહે છે સુણ તું **સુંદરીરે.**

**સીદ્ધરાજ**—માટી સારવાને આ કોમળ કાયા તારી નથીરે.
પાળે બેસીને રીઝવ તું તારૂં બાળ,
બીજી **ઓડણો** છે-તે-કામ કરે તારી વતીરે.

**જસમા—જસમા** કહે છે રાજા કામ કરી ખાવું ગમેરે,
મુજને બેસી રહેતાં વાધે અંગમાં રોગ;
મારા નવરા દા'ડા બેઠે નવ જાયે કદીરે.

સીદ્ધરાજ—જસમા જંગલમાં વસવાને તું સરજી તથીરે,
મારા નગર તણો તું આવીને જો નોક;
પાટણુપુરની શોભા હું તુજને શું કહું કથીરે.

જસમા—નગરે અંધારી શેરીને ઉંચી મેડીઓરે,
તેમાં માણસ આડે ચાલ્યાનો નહી માર્ગ;
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે.

સીદ્ધરાજ—જસમા માણુસ બહુ દેખીને શું ઘેલી બનીરે,
તારા હલકા મનમાં ઉઠે હલકા ઘાટ;
ન કળે ખાખરની ખીસ્કોલી સાકર સ્વાદનેરે.

જસમા—રાજા મેલાં મન માણુસનાં મેલા શહેરનારે,
મેલી ગલીઓમાં મારે છે દુર્ગંધ;
મેલાં ઝેર તણાં જીવો તે જીવે ઝેરમાંરે.

સીદ્ધરાજ—જસમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
તેમાં બાગ બગીચા ખીલે ફુલ ગુલાબ;
મોટા હોજ ફુવારા ઉડે જોસથીરે.

જસમા—રાજા જંગલ આગળ બાગ બગીચા ધુળ છે રે,
જેવો સુરજ આગળ તારાનો ચળકાટ;
મારા જંગલની મોજે તો મોંઘે મુલ છે રે.

સીદ્ધરાજ—જસમા જંગલની વાતો તું આજ વિસારજેરે,
મીઠા નરઘા ને સારંગી કેરા સુર;
કે જે કોમળ સુસ્વર સુણી દીલડું ઠરેરે.

જસમા—રાજા નવ રીઝું સારંગી કેરા સુરથી રે,
મેના, મોર, બપૈયાએ, ટેવ્યા છે મુજ કાન;
વાતો કોયલના ટૌકારની તો કહેતી નથી રે.

સીદ્ધરાજ-ઓડણ આવો તો ઉતારૂ મેડી માળીએરે,
રહેજો મિત્ર સહોદર સર્વ સંબંધી સાથ;
તમને પ્રીયજન માનીને નિશદીન પાળશું રે.

જસમા—મારે ઓડણને ઉતરવા જોઇએ ઝુંપડી રે,
મેડી માળે ચડતાં મુજને આવે ફેર;
પડતાં પગ ભાગે ને કાયા થઇ જાય કુબડી રે.

સીદ્ધરાજ-ઓડણ આવે તો પીરસાવું મેવા ચુરમાં રે,
ઝુલે હાથી ઘોડા ગુર્જરપતિને દરબાર;
તેને દેખીને હરખાશો ઓડણ ઉરમાં રે.

જસમા—મારે ઓડાણને તો વાળુ જોઇએ ઘેંસના રે,
રાજા શું છે મારે હય હાથીનું કામ;
દંહી ને દુધ મજેનાં મારે ભુરી ભેંસનાં રે.

સીદ્ધરાજ-ઓડણ માગી લ્યોને આછા શાળુ ઓઢણાં રે,
હીરા માણેક મોતી સોનાના ભંડાર;
આવી કંચનવરણી કાયા પર શોભે ઘણા રે.

જસમા—છાયલ ટકશે ઝાઝાં આછાં સાળુ તો ફાટી જશે રે,
નાખું ઘાસ ચણોઠી ગંઠી કંઠે હાર;
પહેરૂં ફુલ તણી માળા તો પરણ્યો રીઝશે રે.

**સીદ્ધરાજ**—જસમા કહે તો-તું મુજને કેવો છે તારો પતીરે,
તારા જેવી સમજુ નારી જેને ઘેર;
એના જેવો સુખીઓ આ જગમાં બીજો નથીરે.

**જસમા**—પેલો કેડ કસીને કામ કરે મારો પતીરે,
જેના મોળીયામાં બહેકે છે બહુ ફુલ;
જેના કોદાળીના ઘાથી ધરતી ધ્રુજતીરે.

**સીદ્ધરાજ**—જોને કામ કરતાં એ ન્યાળે તારા ભણીરે,
એના મનમાં તારો પુરો નહી વિશ્વાસ;
તારી બુઝ ન જાણે જસમા એ તારો ધણીરે;

**જસમા**—રાજા સાચાને ભય લેશ નથી સંસારમાંરે,
મારા પતિને મારો સંપૂર્ણ વિશ્વાસ,
હું તો અન્ય જનોને ભાઇ ગણી રહું ભારમાંરે.

**સીદ્ધરાજ**—જસમા રાણાને રાજાને હું તાબે કરૂંરે;
મોટા મહારથી પણ ન આપે સામો બોલ,
તારા આગળ હું નવ અમલ ચલાવા આદરૂંરે;

**જસમા**—રાજા કાયા ને માયા પર બળ નૃપનું વસ્યુંરે
પ્રભુએ જીવ ધર્યો છે જુદો કાયા માંય;
બારે ભુપ તણું પણ તે પર ન ચાલે કશુંરે.

**સીદ્ધરાજ**—જસમા દ્રઢતા તારી દેખી વિસ્મય થાય છે રે,
આવાં દંપતિને પણ આખર હોય વિયોગ;
મિથ્યા આ જગના સુખ માટે મન મુંઝાય છે રે;

જસમા—રાજા કોઈ ન જાણે કાલે મારૂં શું થશેરે,
એવી અલ્પ જીંદગી માણે સૌ લોક;
રૂડી રહેણી—એ—સુખ પરલોકે પુરણ આપશેરે.
એવું કહીને જસમા ટોપલી લઈ પાછી ફરીરે,
રાયે લીધો વળતી પાટણ કેરો પંથ;
થઈ છે જસમાના પતિવ્રતની જેને ખાતરી રે.

## —: મેંદીની ગરબી :—



મેંદી તે વાવી માળવે,
એનો રંગ ગયો ગુજરાતરે.
મેંદી રંગ લાગ્યો રે—
નાનો દીયેરીયો લાડકોને,
કાંઇ લાવ્યો મેંદીનો છોડરે,—
મેંદી રંગ લાગ્યો રે.
વાટી ઘુંટીને ભર્યા વાડકા,
ભાભી રંગો તમારા હાથરે,
મેંદી રંગ લાગ્યો રે.
હાથ રંગીને દીયેર શુંરે કરૂં.
એનો જોનારો પરદેશરે—
મેંદી રંગ લાગ્યો રે.
લાખ ટકા આલું રોકડા,
કોઇ જાએ જો દરીઆ પારરે—
મેંદી રંગ લાગ્યો રે.
શોકયના સાયબાને જઇ એ ટલું કહેજો, તારી બ્હેની પરણે ઘેર આવરે- મેંદી.
બ્હેની પરણે તો ભલે પરણે, એની ઝાઝા દી રોકજો જાનરે—મેંદી

શોકયનાં સાયબાને જઇ એટલું કહેજોરે, મારો વીરો પરણે ઘેર આવરે—મેંદી.
વીરો પરણે તો ભલે પરણે એની જાડેરી જોડજો જાનરે—મેંદી.
શોકયના સાયબાને જઈ એટલું કહેજો, તારી માડી મરે ઘેર આવરે.—મેંદી.
માડી મરે તો ભલે મરે. એને બાળજો ઓરડી હેઠરે.—મેંદી.
શોકયના સાયબાને જઇ એટલું કહેજો તારી માનીતીની ઉડી આંખરે.—મેંદી.
ચાલો સીપાઇઓ ચાલો ભાઇ બંધીઓ, હવે હળકે બાંધો હથીઆરરે.—
મેંદી રંગ લાગ્યો રે.

## સગાળશાહ શેઠનો—ગરબો—(ભક્તિ મહિમા).

સગાળશાહ વણીક મોટા શેઠ, તેને હરિના ઉપર હેત.
સાધુ નિત્ય જમાડે એક, પછી ભોજન કરે—
તેની ચંગાવતી નારી, સ્વામિને જાણે દેવ મોરારી
એ તો ભક્તિ કરે છે સારી ખરા મન થકી—
એ તો બેઠાં આકીન લઇ, ત્યારે પ્રભુને ચિંતા થઇ
એનું સત્ય મુકાવું જઇ, જોઇએ શુંરે કરે—

—સાખી—

"શ્રીહરિએ કૌતક કર્યું સાધુના જડીયો એક,"
"સઘળું નગર ખોળી વળ્યા, શેઠાણીને શેઠ,"
મનમાં છેક થયા નિરાશ, એને ઉપવાસ થયા છે સાત
લજ્જા રાખો દીનાનાથ એમ સ્તુતિ કરે—
રૂપ અતિતનું લઈ એનું પારખું જોવા આવ્યા.
એને ભુવનમાં પધરાવ્યા એનું ભાગ્ય ફર્યું—
સાધુને શરીરે રક્ત વહે છે, તેને શીતળ વાયુ કરે છે.

એનું ચરણામૃત લે છે, કહે મારૂં કારજ સર્યું–
રસોઇ બનાવી શુદ્ધ પાક, પીરસ્યા પુરીને દુધપાક
રખે કરતા આડો આંક; મારા સંત જમો–
—સાખી—
"અતિત કહે અમે એ જમતા નથી,અમે અઘોરી સાધુજન,"
"માંશ મટોડી ખાઈને રહીયે, ન ખાઇએં તમારૂં અન્ન,
રે વાણીડા તારાં આકીને તું તરશે, તારાં વૃત નિયમો ફળશે
તને ભાવે ભગવંત મળશે, રે–ભક્ત જશાજ તારો વધશે–
માટેકરીલેનેઉપકાર,તુંતોરીઝવને દેવમોરાર તારૂંઆકીનફળે–
–કે માંસ છાનામાના લાવ્યા, એના મર્મ કોયે ન જાણ્યા.
તેના પાક બનાવ્યા સારા,–હવે મારા સંત જમો–
તારે અતિત બોલ્યા વાણ, તમે નરનારી ધરજો કાન.
આ પર માટીનો નહી અહાર અમને–
તારા ચેલૈયાને ખાંડ, ધરી અંગ ઉમંગ
સજી શોળે શણુગાર, ધરી આનંદ અપાર, સંતાન છુંદો–
—સાખી—
"બીજું રૂપ શ્રી હરીએ ધર્યું, નીશાળે ભણુતો નાનો બાળ"
"તેને જઈ ચેતાવીયો, તારા મા બાપ આણે તુજ કાળ"
કહી વિસ્તારી તેને વાત, તું તો ચેલૈયા અહિથી ભાગ–
ચેલૈયો મનમાં વિચારી ઉઠયો, માથે ખડીયો પાટી લીધો
પોતાને ઘેરજ આવ્યો સિધો, મળ્યો માત–પીતાને–
મુખથી હશીને પુત્ર કહે છે. પીતા પાળો તમારૂં વચન–

મારી કાયાને ધનધન, કે-એને સંત જમે-
રે પીતાએ હાથમાં લીધી પાળી, નાંખ્યો ચેલૈયાને મારી
તેની રસોઇ નિપજાવી સારી, હવે મારા સંત જમો-

—સાખી—

અતિત કહે આ તો થયું અતેરૂં-હવે તું વાંઝીયો કહેવાય,
વાંઝીયાનું અન્ન જો ખાઇએ, તો હમારા જપ તપ નિષ્ફળ જાય.
રે મનમાં પસ્તાયા શેઠાણીને શેઠ, નહિ એકે કામ સર્યું
કહે ચંગાવતી જોડી હાથ, મારા પેટમાં ગર્ભ છે મહારાજ
કરો ખાત્રી સાધુરાજ, પછી મારા સંત જમો-
એવું કહી છરી લીધી હાથ, જોઇ રહ્યા દીનાનાથ-
પેટ ચીરવા ઉપાડયો હાથ, કે-ઝડપી હાથ ગ્રહયો,
ધન્ય ધન્ય શેઠાણીને શેઠ, છે ધન્ય ધન્ય તમારી ટેક.
ભક્તી તમ તણી સૌથી હેઠ, એમ સંત કહે.
સંતની જગ્યે પ્રગટયા ભગવાન રૂપરૂપનાં નિધાન, મોરમુગટ ધરી-
શેઠ શેઠાણીને કહે છે મોરારી-ધન્ય ધન્ય ભકત નર નારી,
માંગો માંગો વરદાન,—હું પ્રસન્ન તમ પર ભગવાન-
તમ પુત્ર સજીવન બ્હાર રમે-
કહે શેઠ. તમ ચરણે ભકિત મારી-પ્રભુ બીજી ઇચ્છા ન ધારી
નિત્ય દર્શણ દેજો મોરારી કહી ચર્ણે નમે.

**મુળદાસકૃત. —:રાગ ગરબી:—.**

કયમ કરી ભરીએ આછા નીરરે. જુમના આરે,
કાંઠડે ઉભા ગીરધરલાલરે, ગોપીના વહાલા—ટેક.

સોના રૂપાનો મારો ઘાટ ઘડુલો વાહલા,
ઉઢણીએ રત્ન જડાવરે, ગોપીના વાહલા.
એકવાર જમના પાણીરે ગયાંતાં વાહલા,
સાથે સહીયરોની હારરે, ગોપીના વાહલા
સાસુ ધુતારી મારી નણુદી ઠગારી વાહલા,
નાનો દીયરીયો દેશે ગાળરે, ગોપીના વાહાલા,
એક એક મોતી મારૂં લાખ સવાયું વાહલા.
પરોવ્યું છે તે સોના કેરે તારરે, ગોપીના વાહલા,
વળગા જુમી તમે ન કરોને સ્વામી,
મારો તુટશે નવસર હારરે ગોપીના વાહલા.
તાંણો માં તાંણો મારો હાર તુટે વાહલા,
મોતીડાં વેરાયાં માણેક ચોકરે ગોપીના વાહલા.
માથે મટુકી હું તો વન વન ફરતી વાહલા,
દેખે મારા મહીઅરીઆનાં લોકરે ગોપીના વાહલા.
મુળદાસ કહે પ્રભુ મોહન મળીયા વાહલા.
પુર્યાં મારા મનડાના કોડરે ગોપીના વાહલા,

**નરસૈમહેતા કૃત -પ્રભાત--:રાગ ગરબી:—**

જાગોરે જસોદાના જીવણ વહાણુલાં વાયા,
તમારે ઓશીકે મારાં ચીર ચંપાયા—જાગોરે.
પાંશુરે મરડો તો વા'લા ચીર લેઉંરે તાણી,
સરખી સમાણી સઇયરો સાથે, જાવું છે પાણી—જાગોરે.

પંખીડા બોલેરે વહાલા, રજની રહી થોડી,
સેજલડીથી ઉઠો વહાલા, આળશડાં મોડી—જાગોરે.
સાદડી પાડું તો વાહલા, લોકડીઆ જાગે,
અંગુઠો મરડુ તો પગના ઘુઘરા ગાજે—જાગોરે.
સાસુડી જાગેરે, વેરણ નણદી જાગે.
ઓ પેલી પાડોશણને ઘેર વલોણું વાગે—જાગોરે.
જેને જેવો ભાવ હોય તેને, તેવું થાયરે;
નરસઇઆના સ્વામી વીના રખે વહાણલુ વાએ—જાગોરે.

**અધ્વર્યુ કૃત પંદર તીથી-લો. મા. તીલકનો-ગરબો--**




પડવે, શું શુરવીર સિંહ સિધાવ્યારે,
ઓ કેશરી હિંદકુમાર શું તલસાવ્યારે.
બીજે, બળાપો થાય થયા શું વિયોગીરે,
અદ્રશ્ય થયા શું આપ ભારતના ભોગીરે.
ત્રીજે, તિલક વીર હિંદનો હીરોરે,
ગુમાવ્યો નર ને નાર મળે ક્યાં વીરોરે.
ચોથે, તે ચતુરાઇ તરીતી ઝાઝીરે,
જગાવીઓ ભારતદેશ રહ્યોઆખોગાજીરે,
પાંચમે પ્રાક્રમ તમારૂં સાલેરે,
હિણભાગી કીધો દેશ કોને હવાલેરે.
છઠ્ઠે, છેતરી છેહ અમને દીધોરે
સ્વરાજ્યની આપી આશ માર્ગ લીધોરે.
સાતમનું, તે સત્ય શસ્ત્ર કીધુંરે,
દીગ વિજય કરવા કાજ બીડું લીધુંરે

**આઠમે**, તો આશ મોટી રાખીરે,
યાહોમ કરી સર્વસ્વ પ્રેમ રસ ચાખીરે.
**નોમે**, તો નર–રત્ન નમેરા કીધારે,
દુઃખ વેઠયાં દેશને કાજ ગયા કયાં સીધારે.
**દશમે**, દાવાગ્નિ ઉર સળગ્યોરે,
વાદળ રૂપી એ યમ વેરી વળગ્યોરે.
**એકાદશી**, જે વ્રત છે ફળ હારીરે,
વ્રત કરવા કિયે દેશ ગયા ગુણશાળીરે.
**બારસે**, બેડી ધરી દેશ માટેરે,
ખટ વર્ષ રહ્યા શું કેદ સત્યને સાટેરે.
**તેરસે**, ત્રણ વાર જેલ મહેલ શોભાવીરે,
પળાવવા તનના ટેક ગયા સૌ હારીરે.
**ચૌદશે** ચિંતવન તમારૂં કરીયેરે,
દીન–રજનીને ક્ષણ ક્ષણ, ધ્યાન તો ધરીયેરે.
**પુનમે**, તુજ પ્રેમ હૃદયમાં રાચેરે,
લોકમાન્ય દો કંઇ આદેશ—હૃદય એ યાચેરે.

**શ્રી રણછોડજીની પંદર તીથીઓ—:રાગ ગરબી:—**

સખી પડવે પુરણ બ્રહ્મ, જે કોઈ જાણેરે,
રૂડા રણછોડજીનો ધર્મ વેદ વખાણેરે,
**સખી બીજે**, બોડાણોજી બોલ બોલ્યા એવારે,
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવારે.

સખી ત્રીજે, તે તુલસીના વન પ્રભુજીને પ્યારાંરે,
હાથમાં વાવે હરિના જન, શોભે સારારે.
સખી ચોથે, ચાલ્યા જાય, વસમી વાટેરે;
રૂદીયામાં રણછોડરાય, મળવા માટેરે.
સખી પાંચમે, પળીયા પંથ, તડકા તનમારે;
સેવા કરે હરિના જન; મોહ્યા મનમારે.
સખી છઠ્ઠે, છાપા અંગ, ધણિનાં ધરીયાંરે;
રાખે રૂદિયા સાથે રંગ, હવે મન હરીયાંરે.
સખી સાતમે, સુંદર શ્યામ, મોહન મળીયાંરે;
હું તો આવીશ તમારે ગામ, ફેરા ફળીયાંરે.
સખી આઠમે, જોડી વહેલ, બળવંત બેઠારે,
પુરવ દેશમાં કરી મહેર પંથમાં પેઠારે,
સખી નોમે, નમવા જાય, આણી ટેકરે;
સેવક સુતા સાંગીમાંય, હરી રથ હાંકેરે.
સખી દશમે, આવ્યા ડાકોર, હરજી રસીયારે,
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વસીયારે.
સખી એકાદશી, ના દન, ગુગળી ઘેરયારે;
મધરાતે આવ્યા મહારાજ, હેરણ હેરયાંરે.
સખી બારસે, બાંધ્યા છે બંધ સેવકને છાનારે,
સોનુ તો સવા વાલ પુંજીમાં પામ્યારે.
સખી તેરસે, ગુગળી ઘેર, પાછા ફરીઆરે,
મધરાતે આવ્યા મહારાજ, કારજ સરીયારે.

સખી ચઉદશે ચરણામૃત પ્રેમે પીધારે,
હરી કહણ નંદનાલાલ સંદેશા ન કીધારે.
સખી પુનેમે, પુજા થાય, શોભા સારીરે,
દરસન કરવાને જાય, નરરે નારીરે.
સખી પંદર તથો સાતવાર, જે કોઇ ગાશેરે,
તેને મળશે દ્વારકાનો નાથ વૈકુંઠ વાશેરે.

—:રાગ ગરબી:—(શંકર વર.)



આજ મારે ઘેર સોહેળોરે, શંકરઆવ્યા બાર;
ઉમીયાએતપ માંડીયું વરૂં શિવશંકરભરથાર.
શંકર વર સજ કરો—(ટેક)
ઉમીયા ઉભાં તપ કરેરે,
જોવા આવ્યા ઇશ,
મહા વનમાં તપ માંડીયાં, તેને વહી ગયા જુગરે પચીસ—શં.

મેં તમને વર આપીયોરે. ઉમીયા જાઓની ઘેર,
માતાને મંદીર વસો, મારે કરવી છે કંઇએક પેર—શં.
ઉમીયા ઉઠીને આવીયારે, માને લાગ્યાં પાય;
માતા મેં વર વરયો, જેને ચૌદ ભુવન મુખમાંહ્ય—શં.

માતા મુખથી બોલીયારે, સાંભળ ગવરી વાત;
ભીખારીને શું વરયાં, એની કોઇ નથી જાણતું જાત—શં.
ઘરડો જોઇ લાજ્યાં નહીરે,—બોલ્યાં મુખથી વાણ;
બીજો વર હું નહીં વરૂં, શિવશંકર પાખે જાણ.—શં.

વૃદ્ધ વૃષભે ચડી આવીયોરે, જોગી સરખું રૂપ;
એ વરને તું શું વરે, બીજા છેરે ભૂતળમાં ભુપ.-શં.
વાઘાંબર શિવ હોડણેરે, મસ્તકે બ્રહ્મ કપાળ;
નાગ હાર હારાવળી શિવ, કંઠે સોહયે રૂંઢમાંળ.-શં.
જટાજુટ ભસ્મે ભરયોરે, અંગે વીટયા નાગ;
માતા મનમાં લાજીયાં, એને નથીરે દીધાનો લાગ.-શં.
માતા મુરછાંગત હવાંરે, પડીયાં ધરણી હેઠ;
ઉમયાએ મંન વીમાસીયું, મારે કરવી તે કંઈ એક પેર.-શં.
ઉમયા કહે સુણો નાથજીરે, માતા થઈ છે મૂઢ;
તુજને કો જાણે નહીં તારૂં આદ્ય અંતર તે ગૂઢ.-શં.
ઉમયા કહે સુણો નાથજીરે, કરોની રૂપ પ્રકાશ;
પુરમાં જોવા સહુ મળ્યાં, તારી થાયરે જગમાં હાંસ.-શં.
વચને રૂપ પ્રકાસીયુંરે, સુરજ કોટિ પ્રકાશ;
સોળ કળા શશી જગમગે, ગંગ મસ્તકે લીધો વાસ.-શં.
શંકર નામે સાંભળ્યો રે, વસે તે વાસ કૈલાસ;
કાને કુંડલ ઝળહળે, ઉર કૌસ્તુભ મણિનો હાર.-શં.
મેં તુને જાણ્યો સદારે, ઓળખીયો એણીવાર;
વચને વિશ્વંભર થયા, જોઈ હસવાને લાગી નાર-શં.
શંકર સજ થઇ આવીયારે, ઉભા તોરણ બાર;
માતા મનમાં હરખીયાં, હવે છે રે દીધાનો લાગ.-શં.
પોંખી લીધા પદમનીરે, પીઠી નાંખી ચાર;
નાક સાહી વર નરખીયારે, જીરે બેસણુ સુનાનાં પાટ.-શં.

કન્યાએ કાંકણુ પેહેરીયારે, પડી પાનેતરે ગાંઠ;
અંતર પટ આડે ધરયા જીરે, હોઈ રે તંબોળે છાંટ-શં.
ઉમયા શંકર પરણીયારે, પોતા મનમાં કોડ;
કૃષ્ણાબાઇ ચરણે નમે, મળી સરખેને સરખી જોડ.-શં.
"નાગર સ્ત્રીઓમાં ગવાતા ગીત"માંથી.

## નરસીંહમહેતા કૃત.-સુભદ્રાજીનું મોશાળું-રાગ ગરબી

હસ્તિનાપુર થકી પત્રજ આવ્યું, વાસુદેવે તે પોતે વંચાવ્યું,
માતા દેવકી કહે મારે જાવું, જીવણજીને મોકલોરે મોસાળું;
સુંદીર વરને મોકલોરે મોસાળું-૧
બળભદ્ર બંધવનીરે જોડ, તમે તેડી ચાલો રણછોડ,
જેમ પોહોંચે બેનજીના કોડ—જીવણજી૦ સુંદીર૦-૨
તેડી ચાલો ઓધવ-અક્રુર, સાથે જાદવ સઘળારે શુર,
નથી હસ્તિનાપુર કાંઇ દુર.—જીવણજી૦ સુંદીર૦-૩
ઉગ્રસેન એણીપેર બોલે, નહિ ધર્મ તણે કોઇ તોલે,
જાવું સગાં સંબંધીને બોલે.—જીવણજી૦ સુંદીર૦-૪
પાંચ પાંડવ દાસ તમારા, એ તો વહાલા સગારે અમારા,
તમે જાઓને જુગના અધારા.—જીવણજી૦ સુંદીર૦-૫
શ્રી કૃષ્ણ કહે મારે જાવું, જઇ સગાં-સમો તારે થાવું,
પાંડવો ઘેર પગરણ આવ્યું.—જીવણજી૦ સુંદીર૦-૬
રાય સાંડયા તે યજ્ઞની રીતે, પુરૂષોતમ સાંડયારે પ્રીતે,
હરી લઇ ચાલ્યા નવનીધે.—જીવણજી૦ સુંદીર૦-૭

વિવિધ વસ્ત્ર લીધાં અતિ સાર, ચીર ચુંદડી મુક્તાફળ હાર,
બીજા સાથે લીધા શણગાર.—જીવણજી૦ સુંદીર૦–૮
સોળ સહસ્ત્ર એકસો નેરે આઠ, મળીઆ ઠકરાણીના ઠાઠ,
સુભદ્રાજી જુએ છે વાટ—જીવણજી૦ સુંદીર૦–૯
સત્યભામા ને જાંબુરેવંતી, રાણી રૂક્ષ્મણીને રેવંતી,
સાથે લક્ષ્મીજીનેરે રતી.—જીવણજી૦ સુંદીર૦–૧૦
સાથે સુભટ મળ્યા છેરે જોડે, છપ્પનકોટી જાદવ ચડયા ઘોડે,
વાગે ઢોલ દુદંભીની જોડે.—જીવણજી૦ સુંદીર૦–૧૧
રથ રેવંત ઝાકઝમાળ ઘોરી કોટે છે ઘુઘરમાળ,
આવી પહોંચ્યા છે દીન દયાળ
જીવણજી આવીયારે મોસાળે, સુંદરવર આવ્યારે મોસાળે.–૧૨
આવી પહોંચ્યા છે અંતરજામી, ત્યાંતો ધર્મ રહ્યા શીશનામી,
..........................મળ્યા મહેતા નરસૈયાના સ્વામી.
જીવણજી આવ્યારે મોસાળે, સુંદરવર આવ્યારે મોસાળે.–૧૩

## સુભદ્રાજીનું મોસાળું—રાગ ગરબી—

મોહનજીએ મોકલ્યુંરે મોસાળુ, જીવણજીએ મોકલ્યુંરે મોસાળુ;
મારું મોસાળું મલપતુ આવે, મેઘાડંબરની પેઠે ગાજે,
મોહનજી૦–જીવણજી૦
મારૂં મોસાળુ, આવ્યુંરે શેરી, મેંતો કુલડાં નાંખ્યાં છે વેરી,
મોહનજી૦–જીવણજી૦
મારૂં મોસાળું આવ્યુંરે પોળે, મેંતો નાળીએર વધેર્યાં છે જોડે,
મોહનજી૦–જીવણજી૦

માંરૂં મોસાળું આવ્યું છે ખડકી, મારી હુઝણી ઝોટો ભડકી,
મોહનજી૦-જીવણજી૦

મારાં આવ્યાં છે ભાઇભોજાઈ,મેં તો ધખકે શું સેવ ઓસાવી;
જીવણજી૦-જીવણજી૦

મેં તો ખોબલે ખાંડ પીરસાવી, મારી નાની નણંદ રીસાવી;
મોહનજી૦-જીવણજી૦

નણુદી આવડો ન કરીએ હાંડો, નહી દેખાડું પોળકે પાડો;
મોહનજી૦-જીવણજી૦

નણુદી આવડો ન કરીએ ટેક, નહી દેખાડું રૂપૈઓ એક;
મોહનજી૦-જીવણજી૦

નણુદી આવડુ ન કરીએ ઝાઝું, મારા વીરા વડે હું તો ગાજું
મોહનજી૦-જીવણજી૦

લગ્ન ગીતાવળી:—:પ્રભાત:—:રાગ:—ગરબો:—

સુરજ ઉગ્યારે કેવડીઆની ફણુસે કે વહાણેલાં ભલે વાયાંરે,
સુતા જાગોરે વાસુદેવના નંદ કે વાહાણેલાં ભલે વાયાંરે.
તમ જાગેરે જાગે સહુ દેવ કે વાહાણેલે ભલે વાયાંરે.
લેજો લેજોરે પીતળના લોટા કે વાહાણેલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે તુળસીને કયારે કે વહાણેલાં ભલે વાયાંરે.
મુખ ધોજોરે ગંગાજળ પાણી કે વાહાણેલાં ભલે વાયાંરે.
મુખ લુછજોરે પામરીઆને છેડે કે વાહાણેલાં ભલે વાયારે,
નામ લેજોરે શ્રી રામના નામ કે વાહાણેલાં ભલે વાયાંરે.
સુરજ ઉગ્યોરે કેવડીઆની ફણુસે કે વાહાણેલાં ભલે વાયાંરે,

સુતા જાગોરે ફલાણીના કંથ કે વાહાણેલાં ભલે વાયાંરે.
તમ જાગોરે જાગે સહુ લોક કે વાહાણેલાં ભલે વાયાંરે,
લેજો લેજોરે સંડાસના લોટા કે વાહાણેલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે ઉકરડાની ટોચે કે વાહાણેલાં ભલે વાયાંરે,
મુખ ધોજોરે ખાળકુંડીના પાણી કે વાહાણેલાં ભલે વાયાંરે.
મુખ લોહજો રે મસોતાને છેડે કે વાહાણેલાં ભલે વાયાંરે,
નામ લેજોરે તમારા બાપના નામ કે વાહાણેલાં ભલે વાયાંરે.

—ઃકુંવરી ગીતઃ—

જીરે પ્રભાતે રાધાની માડી જાગી,
તેના મનમાં તે ચટપટી લાગી—કુંવરીએ શું કર્યું.
તેં તો દુખના ડુંગર રેલ્યા, તેં કુળના મારગ મહેલ્યા.—કુંવરી૦
તેં તો કુળમાં લગાડી ખામી, ત્હને કોણ મળ્યો છે સ્વામી.—કુંવરી૦
તું તો મીઠી ને તને કોણે દીઠી, ત્હને કોણે ચઢાવી પીઠી.—કુંવરી૦
તેં તો કઈ નગરીમાં દંત વહેર્યો, તેં ચુડો કોનો પહેર્યો.—કુંવરી૦
તેં તો ક્યાંરે માંડવડા રોપ્યા, તારા વરને કોણે પોંહાંકયાં—કુંવરી૦
ત્યાં તો કયા દેવતા આવ્યા,
ત્હને વેદ કોણે ભણાવ્યા.—કુંવરી૦
તને કોણે ઓરાઢી વરણી,
તુ તો કોની સાથે પરણી.—કુંવરી૦
ત્યાં કોણે કર્યું સૌ તૈયાર,
તને કોણે જમાડયો કંસાર.—કુંવરી૦

તેં તો જીવતાં શીશ મ્હારાં વહેર્યાં,
પાનેતર કોનાં તેં પહેર્યાં.—કુંવરી૦
તેં તો જીવતાં શીશ મ્હારાં સાંધ્યાં,
તેં તો મીંઢળ કોનાં બાંધ્યાં.—કુંવરી૦
તને કોણે આ મતિ આલી,
વરમાળા તે કોની આ ઘાલી.—કુંવરી૦
ત્યાં તે કોણે કહ્યાં ને કોણે સાંભળ્યાં,
તારી કોણે ઉરાડી વાત.—કુંવરી૦

---

જીરે પ્રભાતે રાધિકા રાણી જાગીરે,
તે તો માતાને કહેવા લાગીરે.—માતા મેં સારૂં કર્યું.
મેં તો દુઃખના ડુંગર નથી રેલ્યા,
મેં કુળના મારગ નથી મેલ્યારે.—માતા૦
મેં તો કુળમાં લગાડી નથી ખામી,
મને મળ્યો છે રાજ્યનો સ્વામી—માતા૦
હું તો મીઠી ને મને જશોદાએ દીઠી,
મ્હને સૈયરે ચઢાવી પીઠી—માતા૦
મેં તો મથુરા નગરે દંત વેર્યાં,
મેં તો ચુડલા અવિચળ પહેર્યાં—માતા૦
મારા વનમાં માંડવડા રોપાયા,
મારા વરને ઊમયાએ પહોંકયા.—માતા૦
ત્યાં તો ત્રીસ કરોડ દેવ આવ્યા,
મને તેણે વેદ ભણાવ્યા.—માતા૦

મને ગોપીએ ઓરાડી વરણી, હું તો શ્રીકૃષ્ણ સાથેરે પરણી.–
મારી સૈયરે સામગ્રી કરી તૈયાર, મ્હને કૃષ્ણે જમાડયો કંસાર.–
મેં તો જીવતાં શીશ મ્હારાં વહેર્યાં, પાનેતર પ્રભુનાં પહેર્યાં.–
મેં તો જીવતાં શીશ નથી સાધ્યાં, મોહનનાં મીંઢળ બાંધ્યાં.–માતા૦
મ્હને સદભાગ્યે સુમતિ આલી, વરમાળ મે વિઠ્ઠલની ઘાલી.–માતા૦
ત્યાં તો ચંદ્રે કહયાં ને શુણ્યાં સુરજે, મારી વાત ઉરાડી પવને–માતા૦

**તુળસી વિવાહ —:રાગ–ગરબોઃ—**

હમારાં તુળસીને મહાદેવનાં માંગાં
મહાદેવના માગાં દાદા પાછાંરે વાળો,
એક જટા ને જળધારી,
હો રામ તુળસીને હરહર બ્રહ્મા.––તુળસી બાળ કુંવારા.
હમારાં તુળસીને બ્રહ્માનાં માંગાં,
બ્રહ્મા તો સૃષ્ટી નીપજાવે.––હો રામ તુળસી.
હમારાંરે તુળસીને ગણપતીનાં માંગા,
ગણપતીના માંગા દાદા પાછારે વાળો,
ફુંડ મોટી ને શુંઢ લાંબી,—હો રામ તુળસી૦
હમારાંરે તુળસીને ચંદ્રમાનાં માગાં.
ચંદ્રમાના માંગા દાદા પાછાંરે વાળો,
કોર ખાંડી ને પાપણ મોટી.—હો રામ તુળસી૦
હમારાંરે તુળસીને સૂર્યનાં માગાં,
સૂર્યના માંગા દાદા પાછાંરે વાળો,
સુર્ય આકરો ને તાપ બહુ પડે.—હો રામ તુળસી૦

હમારાંરે તુળસીને દરીઆનાં માંગા,
દરીઆના માંગા દાદા પાછાંરે વાળો;
દરીઓ તો ચોપાસ ભરીઓ.—હો રામ તુળસી૰
હમારાંરે તુળસીને હરમાનનાં માગાં,
હરમાનના માગાં દાદા પાછાંરે વાળો,
તેલ ચઢે ને ચીર ચીગટાય,—હો રામ તુળસી૰
હમારાંરે તુળસીને કૃષ્ણના માગાં,
કૃષ્ણના માગાં દાદા માથે ચઢાવો.
એક ઠાકોર ને બીજી ઠકરાઈ—હો રામ તુળસી હસવારે લાગ્યાં

**ચંદ્રાવળીની ગરબી:—**

માથે મટુકીને મહીડાંની ગોળી, મહીરે વેચે ચંદ્રાવળીરે,
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેલડો સાંહી રહ્યોરે.
મેલોમેલો કાનજી જવા દો જાદવજી. અમઘેર સસરો રીસાળવોરે,
તમારાસસરાને બીજી વહુઆરૂ આણી આલુ, તમથી ઘુંઘટ તાણે અદકેરોરે–માથે
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેલડો સાહી રહયોરે.
મેલોમેલો કાનજી જવાદો જાદવજી, અમ ઘેર સાસુ રીસાળવારે,
તમારા સાસુને બીજી વહુઆરૂ આણી આલુ તુમથી પાયે પડે અડકેરાંરે–માથે
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે,
મેલોમેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર જેઠ રીસાળવારે.
તમારા જેઠને બીજી ભાભી આણી આપુ, તમથી માન આપે અડકેરાંરે–માથે
વેચંતી સાચંતી નગરમાં પેઠી, કાનુડો છેડલો સાહી રહયોરે,
મેલોમેલો કાનજી જવા દો જાદવજી, અમ ઘેર દીયર રીસાળવારે.
તમારા દીયરનેરે બીજી ભોજાઈ આણી આલુ, તમથી હોરી ખેલે અદકેરાંરે,–માથે

વેચંતી સાચંતી નગરમાં પેઠી. કાનુડો છેડલો સાહી રહયોરે,
મેલોમેલો કાનજી જવા દો જાદવજી, અમઘેર નણદી રીસાળવારે.
તમારી નણદીને બીજી ભોજાઇ આણી આલુ, તમથી માથા ગુંથેઅદેકેરાંરે-માથે
કડવે વચને ગોપીયો એમ બોલે-મેલોવેલો મારો પાલવ નીરલજરે,
દુરજન દેખે તમે નહી લાજો. છાતી તડુકે માહરીરે-માથે.
તોય ન સમજે છોગાળા છબીલા, પાલવ સાહી ઉભો રહયોરે,
ચીર ફાડી ચંદ્રાવળી નાઠી, કાનુડો હાથ ઘસી રહયોરે.-માથે.

**છાની વાતો. —:રાગ ગરબી:—**

પૂછશો મા કોઇ પૂછશો મા હૈયાની વાતડી પૂછશો મા,
દીલના દરિયાવ માંહિ કાંઇ કાંઈ મોતી—
ગોતી ગોતીને તેને ચૂંટશો મા, હૈયાની વાતડી પૂછશો મા.
ટહુકે છે કે કોકીલા પુકારેછે પપૈયા—
કારણોના કામીને મુંઝશોમા, મારા હૈયાની વાતડી પૂછશોમા.
આંસુના નીરનાકો આશાના અક્ષરો—
આછા આછા હોય લુછશો મા, મારા હૈયાની વાતડીપૂછશોમા.
જગના જોદ્ધાઓ આટલું સુણીજજો—
પ્રારબ્ધના પૂર સામેઝુઝશોમા, મારા હૈયાની વાતડી પૂછશોમા.

**મહાકાળીનો ગરબો:—**

મા પાવા તે ગઢ થકી ઉતર્યાં, મહાકાળીરે.
માએ વસાવ્યું ચાંપાનેર પાવાવાળીરે.
ચાંપા તે નેરનાં ચાર ચોટાં, માહાકાળીરે.
માએ સોળ સજ્યા શણગાર, પાવાવાળીરે.

માને પાયે તે સાંકળા શોભતાં, માહાકાળીરે.
માને ઘુંગરે લીધોરે વાદ, પાવાવાળીરે.
માને કાંબીને કલ્લાં શોભતાં માહાકાળીરે.
માના કંદોરાએ લીધો વાદ, પાવાવાળીરે.
માને બાંહયે બાજુબંધ બેરખાં, માહાકાળીરે.
માની પહોંચી રત્ન જડાવ, પાવાવાળીરે.
માની આંગળીએ વેઢ વીંટી શોભતાં માહાકાળીરે.
માને ઉપલે વાંકે લીધોરે વાદ પાવાવાળીરે.
માને નાકે નખવેસર શોભતી, માહાકાળીરે.
માની ટીલડીએ લીધોરે વાદ, પાવાવાળીરે.
માને કંઠે તે માળા શોભતી, માહાકાળીરે.
માના સતલડાએ લીધોરે વાદ, પાવાવાળીરે.
માને કાને તે બુટટી શોભતી, માહાકાળીરે.
માના દુરકાંટાએ લીધોરે વાદ; પાવાવાળીરે.
માને મસ્તકે ઝુલ ચાંલ્લો શોભતો, માહાકાળીરે.
માના જાળસેરાંએ લીધોરે વાદ, પાવાવાળીરે.
માનો સેંથો ભર્યો સીંદુરનો, મહાકાળીરે.
માનો ચોટલો વસીએલ નાગ, પાવાવાળીરે.
મા ચોસેઠ બ્હેનો તેડાવશું, માહાકાળીરે.
મા સાથે કૌયલ્લ વીર, પાવાવાળીરે.
આ શીખે સુંણેને સાંભળે, માહાકાળીરે.
તેની માજી પુરે આશ પાવાવાળીરે.

**વલ્લભ કૃતઃ—** —ઃગરબોઃ—

શ્યામ સલુણા કુંવર નંદનારે લોલ;
તેં મને નાંખી ફંદમાંરે લોલ.
શ્યામ સલુણા કુંવર નંદનારે લોલ.
નંદના નંદના નંદનારે લોલ.—શ્યામ સલુણાં

હું તો ઝબકીને જોવા નીસરીરે લોલ.
ઓઢવાનું અમર વીસરીરે લોલ;—શ્યામ સલુણાં

હું તો ગાવડી તે દોહવાને નીસરીરે લોલ.
શેલું લીધુંને તામડી વીસરીરે લોલ.—શ્યામ સલુણાં

હું તો દર્શન કરવાને નિસરીરે લોલ,
સાળુ પહેર્યોને ચોળી વિસરીરે લોલ.—શ્યામ સલુણાં

હું તો જમુંના તે જળ લેવા નીસરીને લોલ,
ગાગેર લીધી ને ઘડો વિસરીરે લોલ.—શ્યામ સલુણાં

જમનાંજીમાં તે જીવણ સાંભર્યારે લોલ.
કંઠે ન ઉતરે કોળીઓરે લોલ.—શ્યામ સલુણાં

વલ્લભના સ્વામી તે શ્રી હરીરે લોલ,
તનમનથી હું તમને વરીરે લોલ.—શ્યામ સલુણાં

શ્યામ સલુણાં કુંવર નંદનારે લોલ,
તેં મને નાંખી છે ફંદમારે લોલ.—શ્યામ સલુણાં

**પ્રીતમ કૃત.** —:ગરબો:—

ગરજીરે તમને જાણ્યા હો ગીરધારી,
મતલબીઆ છો **મોહન મોરારી**...............ગરજીરે.
મને માયા લાગી છે તમારીરે, મારે મન ઝાઝી છે મોરારી.
વ્હાલેરે મને શા માટે વિસારી...............ગરજીરે.
પ્હેલીરે મને ખબર આવી પડતી, એની સાથે પ્રીત નહિ કરતી.
પ્રભુ મને મુંકી ગયા રડતી...............ગરજીરે.
મેંતો રે જાણ્યું ઉજળું તે દુધ હશે, તેનેરે બ્હાને વાલ્હીમનેછાશે.
રહી તી હું તો તમારે વિશ્વાસે...............ગરજીરે.
જસોદાના કાહાન તમે કાળા, કાળારે આંખો તણાં ચાળા.
તે પર હું તો મોહિછઉં નંદલાલા,...............ગરજીરે.
હવે રે ગરજી ઘણું થયું ગીરધારી, ક્ષમા કરો ચુક થઈ મ્હારી.
થઇને રહી છઉં **દાશી તમારી**,...............ગરજીરે.
પ્રીતમના સ્વામી મને મળીયા, દુઃખો મારાં જનમોનાં તળીયાં.
ગોપીરે સૌ આનંદથી મળીયાં,...............ગરજીરે.

**મીરાં કૃત—** —:ગરબી:—

હાંરે રસીઆ મુને જાવા દેજે, તારૂં દાણ થાય તે લેજેરે—રસીઆ
હાંરે હુંતો ગોકુળની ગ્રીજનારી, હાંરે હું તો મહી વેચવાને ચાલી.
મારગડે વાત ન કીજેરે...............રસીઆ મુને.
હાંરે હું તો ભીખુ ભાનની છોડી, હાંરે મારે માથે મહિની ગોળી.
હ્યો ખાટાં ગોરસ પીજેરે...............રસીઆ મુને.
**મીરાં** કહે પ્રભુ ગીરધર નાગર તન મન ધન અર્પણ કીજેરે
રસીઆ મુને જાવા દીજે. તારૂં દાણ થાય તે લેજેરે.

## મુંબઇ સુરતનો ગરબોઃ—

સારૂં સારૂં સુરત શેહેર મુંબાઇ અલબેલી,
માંહી બાલાજીની મેહેર મુંબાઈ અલબેલી.—ટેક

સાત માળની મેઢી ચણાવી માંહી બેઠાં શેઠાણીરે,
ચાકર મેહેતા મજરે આણે, વાણીઆની બઇયર રાણી.—મું.
મુંબઇ રણી સહુ ઠકરાણી, ભરે ન બેડે પાણી,
કાવડીઆ તો પાણી આણે, પીએ પાણી શેઠાણી.—મું.
મુંબઈમાં તો કલ્લાં સાકળાં, ને, કાંઠલીનો નહી પારરે,
મુંબઈ શહેરના શાહુકારોને દેવાળાની શી વાર.—મું.
સુરતની તો સાડીઓ ઉપર કસબી કોરરે,
મુંબાઇ શહેરનાં કાપડીઆને કોઇમાં દેશો ખોડરે.—મું.
મુંબઇ શહેરમાં ઘણી ગાડીઓ બગીઓનો નહિ પારરે,
સાંજ સવાર સૌ ફરવા નીકળે, ગાડી લાડી લઇ બહાર—મું.
મુંબઇની તો મારકીટમાં સુખડીયો વેચાયરે,
તેથી દીવનો હલવો સારો, લેવા મન લલચાયરે.—મું.
મુંબાઇમાં તો સરવે સુખ પણ ત્રણ પાંતીનું દુઃખરે,
ભાડું મોંઘું બળતર મોઘું–બહાર જાવું મુખ્યરે.—મું.
મુંબઇની તો પાનબીડીમાં સોપારીનો કટકોરે,
સાઠ–વરસની ઘરડી ગાડર તોય ન મુકે લટકોરે—મું.
અમદાવાદી હરામજાદી, ખંભાતી ગોઝારીરે,
વડોદરાની વાંકી નારી સુરતની બલીહારીરે,—મું.

**નરસૈમહેતા કૃત.—** **—ઃગરબોઃ—**

ગોપીઃ—

જસોદા તારા કાનુડાને સાદ કરીને વારરે.
આવડી ધુમ મચાવે વ્રજમાં, કોઇ નહિ પુછનારરે. જસોદા.
શીકું તોડ્યું ગોરસ ઢોળ્યું ઉઘાડીને દ્વારરે.
માખણ ઢોળી નાંખ્યું જાણુ કરી આ વારરે. જસોદા.
ખાંખાં ખોળા કરતો હીંડે, બીહે નહિ તલભારરે.
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કરીએ લાડરે. જસોદા.
વારે વારે કીધુંએ ઘણુંએ, હવે ન રહેશે ભારરે.
નીત ઉઠીને એમ કેમ સહીએ વસી નગર મોઝારરે. જસોદા.

જસોદાઃ—

---

આડી અવળી વાત તમારી, હું નહિ સાંભળનારરે.
ડાહયો ડમરો લાડકો મ્હારો કદી ન એમ કરનારરે. આડી.
મ્હારો કાનજી ઘરમાં રમતો, કયારે દીઠો બ્હારરે.
દુધ દહીંના માટ ભર્યાં છે બીજે ન ચાખે લગારરે. આડી.
શાને કાજે મળીને આવી, ટોળે વળી દસ બારરે,
**નરસૈયાનો સ્વામી** સાચો, જુઠી વ્રજની નારરે. આડી.



# ભજન કિર્તન અને ભક્તિરસથી ભરપુર

## પુસ્તકો.

| | | |
|---|---|---|
| કાવ્ય દોહન મોટું (ભજન કિર્તનથી ભરપુર) | કીં. | ૨—૦—૦ |
| ભજનસાગર ... ... ... | ” | ૦—૮—૦ |
| ભક્તશિરોમણી ... ... ... | ” | ૦—૮—૦ |
| પારસમણી ભજન સંગ્રહ ... ... | ” | ૦—૮—૦ |
| ભજભંડાર ... ... ... | ” | ૦—૮—૦ |
| રૂષીરાજના પદ ... ... ... | ” | ૦—૮—૦ |
| છોટમકૃત કીર્તનમાળા ... ... | ” | ૦-૧૨-૦ |
| પ્રભાતસંગ્રહ મોટું ... ... | ” | ૦—૬—૦ |
| ભજનમાળા ... ... ... | ” | ૦—૮—૦ |
| જ્ઞાન ઉપદેશ ... ... ... | ” | ૦—૪—૦ |
| સંતસમાજ ભજનાવળી મોટી ... | ” | ૦-૧૨-૦ |
| ચતુર સુંદર ગરબાવળી મોટી. ... | ” | ૦-૧૨-૦ |
| નરસીંહ મહેતા નોવેલ ... ... | ” | ૦-૧૨-૦ |
| મીરાંબાઈ. નોવેલ... ... ... | ” | ૦-૧૨-૦ |
| સુધન્વા આખ્યાન. (કથા)... ... | ” | ૦—૮—૦ |
| મચ્છવેધ (કથા) ... ... ... | ” | ૦—૮—૦ |
| સુરેખા હરણ. ... ... ... | ” | ૦—૮—૦ |
| અભેમન્યુનો ચકાવો (કથા)... ... | ” | ૦—૮—૦ |
| ઓખાહરણની કથા ... ... | ” | ૦—૮—૦ |
| એકાદશી (ની કથા) મહાત્મ ... ... | ” | ૦—૮—૦ |

મળવાનું ઠેકાણું:—

**શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર**

**ઠે૦ રાણીતળાવ, મેઈનરોડ—સુરત.**

# વાંચવા લાયક પ્રખ્યાત થયલી વાર્તાઓ

| | |
|---|---|
| ગજરામારૂની વાર્તા ( અનુમાનીતીનો પુત્ર ) ... | ૦-૮-૦ |
| સદેવંત સાવળીંગા ( આઠ ભવની વાર્તા ) ... | ૦-૮-૦ |
| સુંદર કામદાર (ચમત્કારીક ઘટના) ... ... | ૦-૮-૦ |
| બરાસ કસ્તુરી (ભેદી બનાવથી ભરપુર) ... | ૦-૮-૦ |
| સ્ત્રી ચરીત્રની વાર્તા (સ્ત્રીઓની કપટલીલા) ... | ૦-૮-૦ |
| બોલતો પલંગ (અદભુત વાર્તા) ... ... | ૦-૮-૦ |
| માનમુસાફરી (સાત પ્રશ્નોની વાર્તા) ... .. | ૦-૧૨-૦ |
| છેલ જરાર (ઇતીહાસીક વાર્તા) ... ... | ૦-૬-૦ |
| હોથલ પદ્મમણી (ઇતીહાસીક વાર્તા) ... | ૦-૮-૦ |
| બીરબલ બાદશાહ મોટી (હાજર જવાબી વાર્તા) | ૦-૧૨-૦ |
| રાજા ભરથરી (સચીત્ર વાર્તા) ... ... | ૦-૮-૦ |
| મોહીની ઉર્ફે મરીયમ અથવા ડાકુની દીકરી | ૦-૧૨-૦ |
| હનુમાનની મુર્તી અથવા ચક્કરદાર ખુન ... | ૦-૧૨-૦ |
| ચોકટનો એકકો યાને ૧૩ પાનાની કેટ ... | ૦-૮-૦ |
| લાલનો એકકો યાને વિર લુંટારૂં ... ... | ૦-૮-૦ |
| દાકતર કે દૈત્ય યાને ઝેરી ખુન .. ... | ૦-૮-૦ |
| ભયંકર મુર્તી અથવા ભેદી ખુન ... ... | ૦-૮-૦ |
| સરોવરની સુંદરી ભાગ ૧ લો અને ૨ જો ... | ૧-૦-૦ |

મળવાનું ઠેકાણું—

શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર

ઠે૦ રાણીતળાવ, મેઇનરોડ—સુરત.

ભજનકિર્તન અને ભક્તિરસના ભરપુર કાવ્યોથી છલોછલ

ઘેરેઘેર ગુજરાતી આલમમાં પંકાયલું

નરસૈંમ્હેતો, મીરાંબાઇ, દયારામ, પ્રેમાનંદ, ભોજા ભગત, ધીરાભગત વીગેરે પ્રાચીન ભકત કવિઓની કાવ્ય પ્રસાદીરૂપ મોટું પુસ્તક

# કાવ્ય દોહન

જેમાં પ્રભાતીયાં, ભજન, પદ, ગરબી, લાવણી વીગેરે પ્રખ્યાત ભજનોનો ભંડાર ભરેલો છે.

કીંમત રૂા. ૨–૦–૦ બે રૂપીયા. પોસ્ટેજ વધુ.

# સંત સમાજ ભજનાવળી

કાઠીયાવાડી ભકતોનાં અની ઉત્તમ-દુર્લભ ભજન કિર્તનનું વખાણાયલું પુસ્તક.

જેમાં લાખાલોયણ, સતી તોરલ વીગેરે વીગેરે પ્રખ્યાત ભકતોનાં મશહુર ભજનો ભરેલાં છે.

મોટી દળદાર બુક **કીમત-બાર આના.** પો જુદું.

મળવાનું ઠેકાણું—

**શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર**

ઠે૦ રાણીતળાવ, મેઇનરોડ—સુરત.

